# દીલચમન ગાયન.

## ગુજરી.

કે કાબુલસે બાદશાહ ચડે ને સારી દીલ્લીકા દીવાનરે
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉરે;
કે હાથમેં લેકે લાલ માટલી કંદોયણ હોકે જાઉરે,
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉરે;
કે હાથમેં લેકે લાલ બેડલુ પનીહારણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉરે
કે હાથમેં લેકે લાલ લાકડી ગોવાલણ હોકે જાઉરે,
કે બાદહશાહ ઉતરે બાગમેં મેં કયા મસ દેખન જાઉરે;
કે હાથમેં લેકે ફુલ છાબડી મેં માલણ હોકે જાઉરે,
કે ફુલફગરનો ઘાઘરો સાળુંટે કસબી કોરરે;
કે કશા કાંબી આણુવટ બીછવા ઝાંઝરનો ઝમકારરે,
કે હાથે બાજુબંધ બેરખા એને દશે આંગળીએ વેઢરે;
કે કાને કલાફુલ શોભતાં એને કાને ઝમુકે ઝાલરે,
કે કોટે તે પાટીયાં શોભતાં એને કંઠે એકાવળ હારરે,
કે લીલાતે જગનુ કાપડું એને જગ મોતીનો હારરે
કાને તે વાળીઓ શોભતી એને ટીલડી તપે લેલાટરે;
બાલે બાલ મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ ભાણુરે,
છોટીમટકીમેં દહી જમાયો દુધ લીયો મણુ ચારરે;
ચલી ગુજરીયાં દહી બેચનકું બાદશાહકે દરબારરે.

કે અહીયર લ્યો કોઈ મહીયર લ્યો કોઇ લ્યોને મોહડાં દુધરે;
કે સાસુરે કેવે સુણો બાવરીયાં લશકરમેં મત જાવરે,
કે દીલ્હી શહેરકા બાદશાહ તુજે રખે ગોખલ માંહરે:
કે સાસુનાં વાર્યાં ના કરે વહુ મહી વેચવાને જાયરે;
કે હાટે મોહ્યા હાટ વાણીઆ ને ચોરે મોહ્યા ચોપદારરે
કે જે દેખે સો મોહી રહ્યાને બાદશાહ સરખા મોહરે,
કે ચલી ગુજરીયાં મહી બેચનકું બેઠી લાલબજારરે,
કે સીપાઈ બીચારે ચાડી લગાઈ જીવ જાનહુવા હેરાનરે,
કે અપને લશકરમેં એશી મહીઆરીને એસા ન કોઈકા દુધરે
કે બાદશાહકું તો ખબર હુઈને ગુજરી દેખન આયરે
કે અલીયાં ગલીયાં કયા ફીરનાં ગોરી પેઠો પડદા માંહરે,
કે પડદેમેં બેઠી મોજ કરો ગોરી ચાવો નાગરપાનરે;
કે અલીયાંરે ગલીયાં બોહોત ભલી તેરે પડદેકું લગાદેઊં આગરે;
કે હીંદવાણી તુ હરામજાદી બદશાકુ દેવ જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમેરી બાતરે;
કે કાથ કથીરમેં કયા પહેરના ગોરી પેરો સોના શેરરે,
કે કાથ કથીર મેરે બોત ભલી તેરે સોનેકુ લગાદઉં આગરે;
કે હીંદવાણીં તું હરામજાદી બદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમેરી બાતરે.
કે કાળી કામળમેં કયા ઓઢના ગોરી પેહેરો દક્ષણી ચીરરે;
કે કાળી કામળ મેરે બહોત ભલી તેરે ચીરકુ લગાદઊં આગરે,

કે હીંદવાણી તું હરમજાદી બદશાકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે;
કે મેરા છાશમે કયા ખાના ગોરી ખાવને નાન પૂલાવરે;
કે નાન પલાવમે કયા ખાના મેરા હીંદુકા અવતારરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે;
કે મકાારે હાથી અજબ બન્યા ને ગોરી હાથી દેખન અવરે;
કે તેરે હાથીમે કયા દેખના મારે ઘેર ભુરી ભેંશરે,
કે ટંકે સવામણ દુધ કરે તારા હાથીથી ભવેરી મારી ભેંશરે;
કે દહી દુધકી નદી ચલાઊં, માખનથી બાંધુ પાળરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે,
કે બાદશા કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે;
કે મેરા કુંવર ગોરી અજબ બન્યા ને કુંવર દેખન આવરે;
કે તેરા કુંવરમે કયા દેખના મેરી ગાયુકા ગોવાળરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકું દેને જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુંણો હમારી બાતરે;
કે મેરી સોળશે રાણીઓ ખુબ બની તે રાણીઓ દેખન આવરે;
કે તેરા રાણીમે કયા દેખના મેરે પાની ભરે પનીઆરરે;
કે હીંદવાણી તું હરામજાદી બહાદશાકુ દેવે જવાબરે;
કે બહાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે,
કે મેરા ઘોડા એજબ બન્યા ગોરી ઘોડા દેખન આવરે;

કે તેરે ઘોડેમેં કયા દેખના મેરે ઘેર ગવરી ગાયરે.
કે હીંદવાણી તું હરામજાદી બહાદશાકુ દેવે જવાબરે;
કે બાદશા કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે,
કે મેરી મુછો અજબ બની ગોરી મુછોપર મોટી આવરે;
કે તેરી મુછોમેં કયા દેખના મેરા બકરા જેસા પુંછરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશા કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે;
કે કીયુ તમારૂ સાસરૂને કીયા પુરૂષ ઘેર નારરે,
કે ધદગોકુળ મારૂ સાસરૂ ને ચંદા પુરૂષ ઘેર નારરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકું દેવે જવાબરે;
કે બાદશા કેવે સુણ ગુજરી તમ સુણો હમારી બાતરે
કે કોણ દેશની ગોવાલણીતે શુ છે તારૂ નામરે,
કે ધદમાંડવકી ગોવાલણી ને મેના ગુજરી મારૂ નામરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકું દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે;
કે છોટી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે,
કે છોટી મટકીકા મુલ કરૂ તો તેરી શુદ્ધબુદ્ધ જાવે ભુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે,
કે બાદશા કેવે સુણ ગુજરી તુમ સુણો હમારી બાતરે.
કે દુસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા કયા હોય મુલરે;

કે દુસરી મટકીકા મુલ કરૂ તેરી સોલસેં રાણીઓ દુલરે;
કે સોલસેં રાણીઓ સજ કરૂ તેરા કોઈ ન લેવે નામરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકું દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે;
કે તીસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મુલરે;
કે તીસરી મટકીકા મુલ કરૂ તેરા મકના હાથી દુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે.
કે બાદશા કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે.
કે ચોથી મટકીકા મૂલ કરૂ તારી સારી દીલ્લી દુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુણો અમારી બાતરે,
કે તેરા રૂપ તો કીને દીયા જાણે સોની ઘડે સોનારરે;
કે અલ્લા મીઆંને મુજે રૂપ દીયા ને કરમ દીયા કીરતારરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે,
કે બાશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે ગરબડ સરબડ કયા બોલતી ગોરી બોલો સમજકી બાતરે
કે અકડ છકડ ગોરી કયા બોલતી કાંઇ થપડ લગાવુ દો ચારરે
કે તું નવ જાણીશ એકલી મારા ગુજર ચડે નવ લાખરે,
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તુમ સુંણો અમારી બાતરે;
કે મારૂ તમાચાને ઉડજાય પગડી મુચ્છા હો જાય લાલરે;

કે ટકે ટકે તેરા ટટ્ટુ બેચાઉ ને દમડીકા દસ ઊંટરે,
કે ટકે ટકે તેરી ઢાલ બેચાઉ ને દો કોડી તલવારરે;
કે બાદશાહકુ તો ગુસ્સા લગાને ડાલી બેડી માંયરે.
કે હાથમે ડાલી હાથ કડીયાંને ઉસકુ હાથીપર બેઠલાયરે
કે હાથીકે હોદેપર બેઠી ઉસકા કોઇ ન લેવે નામરે
કે બ્રાહ્મણ વીરા વીનવુ તને આલુ હઇયાનો હારરે
કે કાગળ જઈને આપજે મારા હીરા દાયરને હાથરે
કે હીરીએ કાગળ વાંચીયોને ભાઈ ગુજરી પડી બેડી માંહીરે
કે ચદે કાગળ વાંચીયોને ગુજરી પડી બેડી માંહીરે
કે છો પડી ભાઇ પડવા દો કાંઈ એવી લાવીશું બેચારરે
કે તાણી બાંધો ભાઈ ઢાલ તરવારોને તાણી બાંધો હથીયારરે
કે સુરા હોયમો સંગ ચલોને નહી કાયરકા કામરે
કે કેસરીયા ભાઈ વાઘા પેહેરોને હોજાઓ લાલ ગુલાલરે.
કે ત્યાંથી હીરીઓ દોડીઓને ગયો તે ઘોડારની પાસરે
કે તાણીને બાંધો તંગડો ભાઈ ઢીલી મેલો લગામરે
કે દીલ્લી જીતીને ઘેર આવું તો રેવંત મારૂ નામરે
કે હીરીઓ ઘોડે એકજ ચઢયો ને ગુજર ચડયા નવ લાખરે
કે હીરીએ ઘોડા ખેડીઓને ધોબી મારચા પચાસરે
કે લેજે ભવાની ભોગ આતો ગુજર કેરો રોગરે
કે ચંદે ઘોડો ખેડીઓને જાય દીલ્લી મેદાનરે

કે હીરીઓ પેઠા શેહેરમાંને ઢંઢોઈ નાઠા જાયરે:
કે તોપોકા ધમરોળ હુઈ ને હુવા અંધારા ઘોરરે.
કે બાદશાહકુ તો ખબર નહીંને રઇયત નાઠી જાયરે.
કે સુતો બાદશાહ જાગજે તારે નગર પડયો ભેકારરે;
કે સુતો બાદશાહ જાગીઓ ભાઈ કયા હોતા ધમરોળરે
કે સુતો બાદશાહ જાગીઓને મુગલ ચઢયા બાજુલાખરે
કે તાંબાની નોબત ગડગડે ને જેનાં ઢમકે વાગે ઢોલરે
કે ફાગણ સુદ ચઉદશને દહાડે મામલો મચ્યો જોરરે
કે ગુજરી રહીને બોલીયાં ને બોલ્યાં એકજ બોલરે
કે હીરીઓ પેહેરે કાંચળી ને હથીયાર મુજને આલરે
કે બાદશાહ સાથે બેસી લડું મેરા જુગમે હોજાય નામરે
કે તલવારે તાળી પડે ને બરછી ચાવે પાનરે
કે અગાડી પછાડી દેરા તાણોને બીચમે રખો મેદાનરે
કે વચમાં રાખો ગુજરી ભાઈ જે જીતે તે લેઇ જાયરે
કે હીરીયોને ચંદીઓ બોલીયા રાજા સાંભળો મારી વાતરે
કે પેહેલો ઘાવ તમે કરો ને અમે તમારી તૈયતરે:
કે પેહેલો ઘાવ બાદશાહે કીધો ગુજર લશ્કર માંહરે
કે હીરીઓ ચંદીઓ ધુસ્સે થયા જેમ બકરામાં પડી વાઘરે
કે તલવારોની તાળી પડે ને લોહીનો વરસ્યો મેઘરે
કે તમારી ગુજરી તમને મુબારક ગુજરી અમારી બેહેનરે
કે ત્યાંથી ગુજરી ચાલીયાંને ગયાં સાસુને ઘેરરે

કે સાસુ મેણાં બોલીયાં વહુ જાઓ બાદશાહને ઘેરરે
કે આ વહુઅરને જવાદો ને હું બીજી પરણાવુ કાલરે
કે આ વહુઅરને જવા ન દઉં મારા ગુજરના પત જાયરે
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં નણદને ઘેરરે
કે નણદલ મેણાં બોલીયાં ભાભી જાઓ બાદશાહને ત્યાંયરે
કે ત્યાંથી ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાગઢરે
કે પાવા તે ઘઢમે અલોપ હો ગઈ માહાકાળી કહેવાયરે.

## મીસરી.

કે આઠ કુવા નવ વાવડીજી સોલ સોલ પનીહાર
ઉસમે કુન ગોરી પતલી ઓ મસરી; પતલી કમર લંબે બાલ.
કે ઘાટ ઘડુલા રેંટીઓજી પીંડી લાલ ગુલાલ.
કાતન વાળાં પતલી ઓ મીસરી; લળી લળી નાખે તાર.
કે એડીની ગેડી કરૂજી કેડોની કરૂ કમાન,
નઈણાના કરૂ બે ભલકા ઓ મીસરી પાડુ ચતુરસુજાણ.
કે ચતુર પુરૂષની ગોરડીજી હશી હશી ઉત્તર દેશ,
મુરખ પુરૂષની ગોરડી ઓ મીસરી રોઇ રોઈ ઉતર દેશ,
કે હસત જોબન ખસતજી રૂવે તો કજલસો હો જાય,
એસો પીયારો મેરો સાયબો ઓ મીસરી; સાંજ પડે ઉડજાય.
કે દાડમ સુકે દહાડીએજી ઘેર સુકાય ઘર નાર,
બાપ ઘેર સુકાય બેટડી ઓ મીસરી; હેણા પુરૂષ ઘેર નાર.

કે રાજવાળુ બેઠી રાજમેંજી ખભે ઉપાડા કેશ.
દશ જંતાન કે કારણે ઓ મીસરી દીલી બેકાતી લેશ;
કે તેરી દિલી ને મેરા આગરાજી તેરે મેરે કાયકા સનેહ,
તેં ચમકાવી વીજળી ઓ લોભીડા મેં વરસાવ્યો મેહ,
કે પર ઘરના ઘોડા ચડેજી નગર લીયો કેમ જાય,
કેઈ મારી સાહેલીએ ભોળવ્યો ઓ મીસરી;નીજઘર ભુલી જાય.
કે હાથના હથવારાં કરૂજી નેણસે લીગોરે બોલાય,
સમજાવ્યો ના સમજે ઓ મીસરી; મુરખ બડો ગુમાર.
કે પાલણપુર દીવડો બળેજી કાજળ પડેરે સનેસ,
કે આંજણવાળી પતળી ઓ મીસરી; મુલક બસે મેવાડ,
કે કોયલને કેમ મારીએજી; આંબાની રખવાળ;
મારીએ હરામી સુડલો ઓ મીસરી, અણુ ચાખ્યાં ફળ ખાય.
કે ગોરીને કેમ મારીએજી, સેજોની રખવાળ,
મારીએ હરામી સાજણો ઓ મિસરી, શેજ પરાઈ જાય.
કે માણેકચોકકે બજારમેજી બેકાય લાલ કમાન,
કે બેંચનવાળા ઘર નહી ઓ મીસરી; કીસપર કરૂ ગુમાન
કે માણેકચોકકે બજારમેજી હીરાલાલ બેકાય,
ચતુર હોય સો મુલવ ઓ મીસરી; મુરખ ફેરા ખાય,
કે નદી કીનારે સાયબા મુડદા જલજી ધુવા ન પ્રગટ હોય,
ગયા ન જોબન સાંપડે ઓ મીસરી, મુવા ન જીવે કોય.
પ્રિત કરીએ ઊંચથીજી, સદા નભાયો જાય;

નીચથી કયા કરે પ્રીતડી ઓ મીસરી, સદાય ઓગ્યું ખાય:
કે કોંકણ કુવો ગોડાવીએજી, રેંટ ફરે મેવાડ;
સીંચનારી પાણીભરવસેઓ મીસરી, જેનોઅંપો પીએ ગીરનાળ
કે પ્રીત કરી દો જણેજી, માળીને રંગરેજ;
રંગરેજ લાવે ચુંદડીઓ મીસરી, માળી લાવે ફુલ.
કે ફુલમે કયા પહેરનાજી, ધુપ પડે કમળાય;
ભલી બીચારી કલીયાં ઓ મીસરી, સાંજ પડે ખીલ જાય.
કે ચુંદડીમેં કયા પહેરનાજી, બુંદ પડે રંગ જાય;
ભલો બીચારો સાલુડો ઓ મીસરી, ધોએ ધોએ રંગ રેહે;
કે ખેતર હોયતો ખેડીએજી, ડુંગર ખેડ્યા ન જાય;
કુવા હોય તો ગાળીએ ઓ મીસરી, સમુદ્ર ગાળ્યા નવ જાય.
કે કાગળ હોયતો વાંચીએજી, કરમ વાંચ્યાં નવ જાય;
કે ત્રાગ હોય તો તોડીએ ઓ મીસરી, પ્રીત તોડી કેમ જાય.
કે મારા ઠાકોરનો ઘોડીલોજી, દીઠો કલાલને હાટ;
દારૂડાનો છાકયો મારો સાયબો ઓ મીશરી, ગયો કલાલને હાટ
કે નહી તારા સાહેબાને ભોળવ્યોજી, નહીંમેં લીયોરે બોલાય.
કે દારૂડાનોછાકયોતારો સાયબો ઓ મીસરી, આવ્યો કલાલનેહાટ
કે મારા ઠાકોરની મોજડીજી દીઠી કલાલને હાટ,
દારૂડાનો છાકયો મારો સાયબોઓ મીસરી, ગયો કલાલને હાટ

---

## ગરબી.

સાંભળરે તું સજની મારી, રજની ક્યાં રમી આવીજી;
પરશેવો તને ક્યાં વળીઓ; તારી બમર ક્યાં ભીંજાણી.
સાચુ બોલોજી.

વનમાં હુંતો ભુલી પડીને, અતીશે મુઝાણીજી;
પરસેવો મને ત્યાં વળ્યો, મારી ભમર ત્યાં ભીંજાણી સાંભ-
ળ સજનીજી.

કાલ મેં તારી વેણુ ગુથીતી, છુટી કેમ વીખરાણીજી;
એવી ઉતાવળ શી પડી જે ઝુલડી ના બંધાણી. સાં૦ ૩
કાળો તે ભમરો શીરપર બેઠો. ઉરાડતાં સેર છુટીજી;
જ્યમ ત્યમ કરીને બાંધતાં, વચમાંથી નાડી તુટી સાં૦ ૪
આ ચોળી અતલસની પહેરી, સઇયરે વખાણીજી;
ચોળીની કસ ક્યાં તુટી, તું આવડી ક્યાં ચોળાણી સાં૦ ૫
હઇયું મારૂ દુખવા આવ્યું, વાયે કરીને કાંપ્યુંજી;
પીડા ટળવા કારણે મેં, કળે કરીને ચાંપ્યું સાં૦ ૬
આવડાં પુષ્પ ક્યાંથી વાટે તુજને કોણે આપ્યાંજી;
એવો રંગ રશીયો કોણ મળીયો, પ્રેમે કરીને થાપ્યાં સાં૦ ૭
સુરજ ફળાએ હું જાતી હતી, વાટે મળ્યા વનમાળીજી;
સમ ખાઇને મુને તેણે આપ્યાં, તેની પ્રતીજ્ઞા પાળી સાં૦ ૮
અવળો ચણીયો કેમ પેહેરયોછે, જેમ તેમ વીટી સાડીજી;

સજગ થઇને સુંદરી આવાં વસ્ત્ર પેહેરોને વાળી. સાં૦ ૯
સાથના સઈયરે કીધા; ઉતાવળી વેગે ચાલીજી;
અવળા ચણીઓ પેહેરી લીધો, હવે વસ્ત્ર પેહેરીસું વાળી સાં૦
નિકળી હતી તું સઉથી પેહેલી, સાથ સઇયરનો મેલીજી;
પછવાડેથી કયાંથી અંબીકા જઇ બેઠી તું વેહેલી સાં૦ ૧૧
નિકળી હતી હું સઉથી પેહેલી સાથ સઇયરનો મેલીજી;
વાટે હુંતો ભુલી પડી ગઈ. ત્યાં જઇ બેઠી વેહેલી સાં૦ ૧૨
કસ્તુરી તારે અંગે બેહેકે છે, આ વનમા કોણે છાંટીજી,
સરવે શરીરે તારે વ્યાપી રહીછે, તે કેમજાએ ટાંકો. સાં૦ ૧૩
મ્રગસલાએ મ્રગલો બેઠો, તેને જઇ મેં ઝાલ્યોજી;
તેની વાસના મારા અંતરમાં પેઠી, તે નથી રેહેતી ઢાંકી. સાં૦
અધુર દંત તારે બેઠા દીસે છે, છાતીએ નખ વાગ્યાજી;
તારૂણી તારા તનમાં વળી, કામબાણ કયાં વાગ્યાં સાં૦ ૧૫
મધુરાં વાયક પોપટ બોલ્યો; તેને જઇ મેં ઝાલ્યોજી;
ચંચળ ચાંચ ભરીને વળતો તતક્ષણ ત્યાંથી ચાલ્યો સાં૦ ૧૬
સ્યામ સુંદર તને મળ્યા દીસે છે, તે અંગે તું પસરાઈજી;
જે જે પુછું તેના ઊત્તર આપે, એ બધો તુજ ચતુરાઇ સાં૦ ૧૭
જે વાટે હરી મળ્યા હોય, તે વાટે નવ જાઊંજી;
આજ વાટે હરી મળીયા હોયતો, કહો તેવા સમ ખાઉ સાં૦
અમારે એવી પ્રતિજ્ઞા જે પર પુરૂષ ભાઈ બાપજી;
દાસ દયાના સ્વામીને ભજતાં, ભવની ભાવટ જાય સાં૦ ૧૮

## ગરબી ૨ જી.

સ્યામ સલક્ષણા રહો હું કહુછું, શિખામણ લ્યો માનીજી:
મારગડે જાતાં મુજ શ્રવણે, વાત કહી સીદ છાની. ડાપણ૰૧
અવળી અબળા અવળું શું બોલે, જા તું સીધી વાટજી;
કરણફુલ તારૂ નવિન દેખી, સહેજ અમે જોયા ઘાટ;
સુલટુ બાખોજી. ૧
કરણફુલ જોયું તે શું કહોછો, અવર કોઇ કેમ માનેજી;
પુરૂપને શું કામ સ્ત્રી સંગે, સમજાવો છો કોતે. ડાપણ૩
જેના મનમાં કપડ હોય તે, કપટ તણા ગત જાણેજી;
જાતાં જાતાં થયું શું તાહારે જે, આવડી વાત વખાણે. સુ૰ ૧
તમો છાના રહો સાધુ છો હું જાણું, સાચાં બોલો છો વેણજી;
સાધુપણાની સાખ પુરેછે, નાચંતાં બેહુ નેણ. ડાપણ૰૫
નાચંતાં કે વણ નાચંતાં, તે મેણું શીદ દીધુંજી;
જેવાં છે તેવાં અમ પાસે, કહે તારૂ શું લીધુ. સુલટુ૰૬
વહાલા મારૂ તો પરવસ્વ લીધુછે, હું અબળા કહેતી લાજુજી
તન મન ધન લુંટીને લીધું, હવે શું લેશો ઝાઝુ. ડાપણ૰૭
હુંતો બાળક કાંઇ ના સમજુ, કેવુ હોય તન મનજી;
કયમ કરયો તે મુજને મોહોટો, એમ બોલ્યા જુગજીવન સુ૰૮
તમો નંદકુંવર મેં નીરખ્યા નહાના, ગુણ મોહોટા ગંભીરજી;

વડા વેણથી વાતો પીડે જેમ, નહાનો નાવક તીર. ડાપણ૦૯
કાયર થઇને એમ કંપે છે, વાત સુરાની વખાણેજી;
નાવક બાણ તણી ગત ન્યારી, તું અણુદીઠે કેમ જાણે. સુ૦ ૧૦
દાસ દયાના પ્રભુ દુખ રખે ધરતા, હું દુરીજન માટે કહુછુંજી;
એ સુખડાને કાજે હરી હું, બોલ લોકના સહુ છું. ડાપણ૦૧૧

## ગરબી ૩ જી.

સમે સમો તમે સમજો નહીં ને, કરતા હીંડો આળજી;
લોક શું જાણે જે ટેવ પડીછે, મુકે માથે આળ પેરન જાણોજી૧
સાસુ અમારી સાંભળતાં મુને શીદ કરો છો સાદજી;
આપણ બેને બોલતાં દેખી, મારો પરણ્યો કરેછે વિખવાદ. પે.૨
મારા આંગણલા સામા આવીને, શાને કીધી સાનજી;
મારી નણંદી મરમનાં વચન બોલી ભાભી જાઓ તેડેછે કાન. ૩
આતુર જનતો દીઠા અતી પણ, તમથી આડો આંકજી;
કેહેવા સરખું આપણ કરીએ તો, દુરીજનનો શો વાંક. પે. ૪
ગોળ પોતાનો ખુણે ખાઈએ, કરીએ દીઠો અણદીઠોજી;
પ્રગટ કરી બજારે ખાતાં શું, લાગે છે અતી મીઠો. પેર૦ ૫
જે દહાડાની પ્રીત બંધાણી તે દહાડાની ચરણે વળગીજી;
દાસ દયાના પ્રભુ મનમાં સમજો, હું નથી તમથી અળગી. પે૦૬

## સાખીઓ.

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો, તમે કયાંના છો ગીરધારીરે;

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો

હારે તારૂં ગોરસ લાગે છે મીઠું, હાંરે તારે બાપે જનમારે નથી દીઠુંરે. મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો.

સરસ્વતી માતને વીનવું, ગણપત લાગુ પાય; અલબેલી અંબા આશ પુરજો, ગુણ શેવક તમારા ગાયરે, મીઠ૦ ૧

પથ્થર મટી થઈ પ્રેમદા, ભોજન કરતાં ગાય, અડધુ અંગ ફરે ફુદડી, તેનું એહ સઉકો ખાયરે. મીઠ૦ ૨

નાનીશું નંખ જોગડી, અલ્યા કડવાં વેણ ન બોલ, હું છું વખની કુંપલી, તને મારીશ પહેલે પહોરરે; મીઠ૦ ૩

ટુંકે પાને આંબલી, લાંબે પાન ખજુર; છોગાળા નર વહી ગયા, મારે માંથે ભાગ્યો છે મજુરરે. મીઠ૦ ૪

કાચી તો કેરી ભલી, પાકાં ભલેરાં પાન; માયા તો માણી ભલી, નહીંતો ખેંચી ભલેરી કમાનરે. મી૦ ૫

પાટણ પેટી દો મુખી, નારીજ નામે નામ; તે નરને ચાહે ઘણું, એને છેલ સંગાથે કામરે. મીઠ૦ ૬

કોણે હીમાળો શેવીઓ, કોણે શેવી આગ; કોણે કરવત મુકાવીયાં કોઈ નારીને કાજરે. મીઠ૦ ૭

કાથે હીંમાળો શેવીયો, ચુને શેવી આગ; સોપારીએ કરવત મુકાવીયાં, રાણી નાગર વેલને કાજરે. મીઠ૦ ૮

એક અધારી ઓરડી, બીજી વેરણ રાત; ત્રીજો સોકનો ઢો

લીઓ, એનો ઝઘડો લાગ્યો આખી રાત. મીઠ૦ ૯
માથા કેરો ગોફણો, હઇયા કેરો હાર; દહાડે કરૂ ઢીકરો, એને રાતે કરૂ ભરથાર. મીઠ૦ ૧૦
પારે નાચે પારેવડાં, હઈડે નાચે મોર; પરણ્યા એટલા ગાનવી, પીટયા કુંવારા હરાયાં ઢોરરે. મીઠ૦ ૧૧
ચીર ફાડી ધજા કરૂ, કાંકણ મેલું નીશાન; ઉતર ચુડા કારમા, તારો પેઉ પોઢયો મસાણુરે. મીઠ૦ ૧૨
મહુડે માળો ન ઘાલીયે, લીંબડોજ લેહેરો જાય; પારકા પુરૂષના સેવીએ, એનો પરોઢીએ ઉઠી ઘેર જાયરે. મીઠ૦ ૧૩
નદી બાંધુ નવ ડાંડીએ, સમુદ્ર બાંધ્યો નવ જાય; દુરજને બાંધુ વડોદરાને ગાંદરે, તારી ફઇ છોડાવા જાયરે. મી૦ ૧૪
કાળા ગજકણનું કાપડું, માંહી ભર્યુ છે હીર; ઘરનો ધણી પીટયો હીઝડો, મારો પાડોશી બાવન વીરરે. મી૦ ૧૫
સોપારી વખાણું સોરઠી, જેમાં લીલાજ પીળા રંગ; સ્ત્રી તખાણુ પાતળી, જેનાં વાળ્યાં વળે છે અંગરે. મી૦ ૧૬
ઊંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય; કાંટો વાગ્યો પ્રેમનો, તેતો ઉભી ઝોલાં ખાયરે. મી૦ ૧૭
ગાંડી માથે બેડલું, માંકડ કોટે હાર; જુગારી હાથે સાંકળાં, તેને જાતાં કેટલી વારરે. મીઠ૦ ૧૮
અંગ કાળુ દાંત ઉજળા, ચાલે ધમ્મર ચાલ; સાસુ વહુને દી

કરી, એ ત્રણેનો એક ભરથારરે. મીઠ૦ ૧૯
બાપે જનમી બેટડી, બેટડીએ જનમ્યો બાપ; એ અરથ
કહો મારા ઠાકરો, એમાં બેટી ભલી કે બાપરે. મી૦ ૨૦
જળમાં પેશી ઘર કરે, જળમાં બેશી નહાય; મસ્તક વાઢે
ના મરે, તેની આંખ્ય ફોટે જીવ જાયરે. મીઠ૦ ૨૧
પડી પણ ભાગી નહીં, કટકા થયા બે ચાર; વગર પાંખે
ઉડી ગઈ, તમે પંડિત કરોને વીચારરે. મીઠ૦ ૨૨
અગ્નિકુંડમાં નીસરયો, ભમરકુંડમાં ન્હાય; પંડીતો પુછે
પંડીતને, તેનાં ફુલ વેલાને ખાયરે. મીઠ૦ ૨૩
કર વીના જે કામની, મુખ વિના જે દંત; મુવેલો જીવતાંને
ગળે, તમે મોકલાવજો ગુણીઅલ કંથરે. મી૦ ૨૪
રાધા તારૂ રૂસણુ, જેમ આટામાં લુણ; કૃષ્ણ સરીખા પા
તળા, તને દહાડી મુકાવે કુણરે. મીઠ૦ ૨૫
જેને થર પવન ન સંચરે, જેની છાયાએ ન બેસે કોય;
તે ફળતો મોકલાવજો, મારે એકાદશી વ્રત હોયરે. મી૦ ૨૬
ઉભો નર નીંદ્રા કરે, ઝાકળ તડકા ખાય; જેની સુછે મો
તી નિપજે, તમે ચતૂર કરોને વીચારરે. મી૦ ૨૭
શેરી ખરી પણ સાંકડી, ને નગર પાસેજ પણ દુર; પર
ણ્યો ખરો પણ નાનડો, મારૂ જોબન જાય ભરપૂરરે. મી૦ ૨૮
ઊંચી ટોકનાં સારીંગડાં, મધુરો મધુરો ન બોલ; હમે હઈયા

નાં જાવરાં, મારૂં જોબન કરેછે જોરરે. મીઠ૦ ૨૯
વંત જેવડી વરખડી, ઢાલ જેવડું ફુલ; કાચા કમળ ઉતરે
તેનું પાકે થાએ મૂલરે. મીઠ૦ ૩૦
તનનાં કરૂ ત્રાંજવાં મનનો કરૂ એગનર; હૈયાની કરૂ હા
ટડી, હુંતો વણુજ કરૂ વેપારરે. મીઠ૦ ૩૧
કુવા ઢાંકણુ ઢાંકણુ, ખેતર ઢાંકણુ વાડ; બાપનું ઢાંકણુ બેટ
ડા ઘરનું ઢાંકણુ નારરે. મીઠ૦ ૩૨

## પંદર તથો.

હરીહઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે; અબોલા બો
લને રાધે, ઘુંઘટડા ખોલને રાધે, કહ્યા મેરા માનને રાધે.
પડવે મોરી સાહેલડી, પેઊજી વાડીએ જાય; પેઊજી લાવે
દાડમ, ગોરી છોલેને પેઊજી ખાય. હરી હઠ મેલને રાધે૦ ૧
બીજે મોરી સાહેલડી, બાળોજ ઉગ્યો ચંદ; દાડમ કેરે દંત
ડે. ગોરી આશો માડયોછે ફંદ. હરી હઠ મેલને રાધે. ૨
ત્રીજે મોરી સાહેલડી, તરીઆજ વારેવાર; આ શું ભુલી
સુંદરી, ભુલી કંકુને કાજળ સાર. હરી હઠ મેલને રાધે ૩
ચોથે ચમકતી મેં શુણી, જોબન બાળે વેશ; ભરજોબનમાં
એકલી, જેના પેઊજી ગયા પરદેશ હરીહઠ મેલને રાધે. ૪
પાંચમે મોરી સાહેલડી, પંથે પલંગ કંચ દુર; ભરજોબનમાં
એકલી, મારૂં જોબન જાય ભરપુર. હરીહઠ મેલને રાધે. ૫

છઠ્ઠે મોરી સાહેલડી, છઠીજ વાએવાર પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું હારોહાર. હરીહઠ મેલને રાધે. ૬
સાતમે મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ; ચોમાસાની રત ચીકણી ઝીણા ઝરમર વરશે મેહ. હરી હઠ મેલને રાધે૭
આઠમે મોરી સાહેલડી આઠજ જોડાજોડ; પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું મોડામોડ. હરી હઠ મેલને રાધે૮
નોમે મોરી સાહેલડી, નવલાંજ પેહેરૂં ચીર; દીપક લઈ મેડે ચડુ, મારે નયણે વછુટયાં નીર. હરી હઠ૦ ૯
દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય; પુજ્યા તે નર પામીયા; મારા રાયજાદા ભરથાર. હરી હઠ૦ ૧૦
અગીઆરસે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત; પરોઢીયે ઉઠી પારણું કરૂ મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત. હરી હઠ૦ ૧૧
બારશે મોરી સાહેલી, બારજ બાંધ્યા બંધ. કસનારા નર કસી ગયા એનો કદીએ ન છુટે બંધ. હરી હઠ૦ ૧૨
તેરશે મોરી સાહેલી. વાદળ વાધ્યો રંગ; ઓસડની મુળી એક છે. મને ડશીયા કૃષ્ણ ભોરંગ. હરી હઠ૦ ૧૩
ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ; મેં જાણ્યુ પડશે પાધરા એનો પડીયા બારેવાટ. હરી હઠ૦ ૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરોજો આશ; મેં જાણ્યુ હરી આવશે, હવે થઇ બેઠીછું નીરાશ. હરી હઠ મેલને રાધે૦ ૧૫

# લાવણીઓ.

## લાવણી ૧ લી. હરજીલાવાળી.

મીલી ઉમેદવાલી દો ચાર કરત બીચાર બાગુમે ખડીયાં; મેઉ બરશત રૂમઝુમ રૂમઝુમ લગરહી ઝડીઆં. પરથમ કયા કહેતીરે જળ ભરનેકુ જતી; દુસરીને બાના કીયા કે ગંગા નાતી; તીશરી કયા કહેતીરે, શીવ દરશન કર આતી; યું ચારૂ મીલ મનસુબે કર ભઇ એકઠી; હાંરે કાંઇ બનમે બાગન કાલી કે નાગન છોટી; યું બારા તેગ છઉદા પંદરા જુગતી માંહી બોલી છોટી નાર, ફુલનકી બહાર; મીલી માંહી સાહેલીયાં, મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીયાં ૧ પરથમ કયા કેહેતીરે, સુનો સખીરી બેનાં; કલ આધી રેનકુ ઘર આયે સાજના. ફુલનકી બીછાઇ સેજ, નરમ બીછોના; સોઇ ગલે લીપટ કર ઇશક કીયા મન માના; દો ટુટે ચોલીકે બંધ મચા ઘમશાના; એસી રંજમે કાંઈ ગુજરી સારી રેના. સખી દેખરે હુઇ ફજર, કાચી કલીયાં ગુલાબકી છડીયાં, મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગરહી ઝુડીયાં ૨. દુસરી કયા કહેતીરે લગી બાત કરનેકુ; મે મારૂ નેન તલવાર બુરે સાજનકુ: સાજનકા એતના સુખ, કહુ કયા તમકુ; ખાના પીના સો રેના પલંગકુ; મેં કહુ છુડે ઇશ બખત, ઇશક કરનેકુ. કાં દીન ક્યાં રાત; ફીકર નહી હમકુ: અતર ખુશબોઇ પાશ ફુલનકી

બાસ; રહ્યા મેં મીસીયાં, મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રહી ઝડીયાં ૩ તીસરી કયા કેહેતીરે, ભર જુવાનીકે બહારે; મેને તરે તરેકા કીયા સોલ સીનગારે. પાંઉમ્યાને પાયલ બાંછવા, ચોલી જરીદારે; નેનુમેં સારા કજરા મારતા લેરે; મેં જા સાજનસે મીલી પલંગ ઉપરે; મેરા રૂઠડા સાજન ના બોલા દીલ ભરે. મેરી મનકી મનમેં રહી; ફજર હો ગઈ ફીકરમેં પડીયાં મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગરહી ઝડીયાં,૪ ચોથી હે ચંચળ નાર, બોલી અલબેલી, મુજે બાલપનમેં પીયા સવારે ડાલી. મેં જા સાજનસે મીલી, જીકરના ચાલી; મદન, કેફ છતીયુંસેં છતીયાં ભીડી; ખુલ ગએ જોબનકા બહાર હુઈ ખુસાલી, ગાવે મહારાજગીર ઉસ્તાદ, પ્રેમ બંધ પ્યાલી ભગવાનદીન દીલદાર, ગોરીતેરા યાર ખીલાવે બીડીયાં મેઉ બરસત રૂમઝુમ રૂમઝુમ લગ રડી ઝડીયાં ૫

## લાવણી ૨ જી,

ઓ ભગવાન પતી નાદાન, નથી કાંઇ સાન, જનમ કેમ કહાડું; હું નાના કંથની નાર, દુ:ખ કયાં ગાદુ પરણાવી મારે રે બાપ; પોતાને આપ, કજોડા સાથે; મને દુખ દરીયામાં ધરી પડયું દુખ માથે. ૧ હું આવી સાસરા માંય. કંથને સાંય; જગતને ધારે; પરણ્યા પછી વરસો ચાર થયાં તે જ્યારે.

### ઝુલ.

મારે સાસુડીનું સાલ, નણંદ દે ગાલી, જેને કંથ તણું નહી

માન તેને દુખ પાળી, કોઇ સખીઓ ભેગી થાય પાણીને આરે; સઉ મારી ચરચા કરે કંથની ત્યારે; મારા બાળ કંથને જોઈ, હશે સઉ કોઈ, દુખનો દરીયો; મારો જીવ બળેછે રોજ અગનનો ભરીયો. ઓ ભાગવાન૦ ૧ હું ગઇ પતીની પાસ, હેતની આસ, દેખી નાસેછે; જો ઝાલું જમણો હાથ ચીસ પાડે છે. હું નવ જોબન છું નાર, ખરે આ વાર છબીલી નારી; મુઓ જાણે નહી કાંઇ રીત, કરે છે ભારી.

ઝુલણ.

હું શુય કરૂ ઓ બાપ, દુખ મને દેછે, મારે હઇએ હોળી બળે દુખી દીલ રહેછે. મને ગમે નહી શણગાર, શરીરે સજવા; વળી ભોજન વેળા પાક, ગમે નહી જમવા. મને વરસ થયાંછે સોળ, જોબન ઝકઝોળ, જુવાની મારી; પીટયો એ છે નાનુ બાબ, વરસ દસ બારી. ઓ ભગવાન૦ ૩ મારે બાપે મને આ બાળ, સોંપ્યો તતકાળ, સારૂ નવ કીધું; એ બાળ કડાની સંગ કન્યાદાન દીધું. જે બેટીને વળી ગાય, દોરે ત્યાં જાય, કશુ નવ ચાલે; જેમ હત્યારાઓ બળદ કસઈને આલે

ઝુલણ.

તેમ પીતા માહરે, કરી મને દુખદારી; એ ફેર ગયો તે મરી, કરી દુખ ભારી, છાતીમાં ભડકા બળે, કરૂ શું સેખી; હું દાઝી મરછું રોજ કંથને દેખી; જેવી ચંદ્ર તણીછે સેજ,

એવું મુજ તેજ, કામળકું અંગે. મુઓ લાયક એતો નથી માહરે સંગે. ઓ ભગવાન ૩. જેવી કંથ વીનાની નાર, એવી આ વાર, મને પણ જાણો, હું પડી ફકીરની સંગ, મોતીનો દાણો ૧ મારે વહે ચક્ષુએ નીર, ભીજે છે ચીર, ચોળી પણ ભીજે; એ બાળ કંથને જોઈ, દીલ નવ રીઝે,

## ઝુલ.

વળી સાસુ મારે બોલ; ધંગુરા મુજને; તું પજવે છે મૂજ બાળ થયું શું તૂજને; મારો જીવ બળે છે રોજ, કરૂ શું બાઇ; સગી નણદીને હું કહું. મરો તુજ બાઇ; શું કરૂં ઈશ ઓ હાય, હવે શું થાય જેહેર ખાઈ મરવું, પડી દુખ દરિયાની માંય. રહ્યું છે રડવું. ઓ ભગવાન. ૪ મારૂ મન થાય છે ખાખ ફિકે જેમ રાખ, જનમ સીદ આપ્યો; પ્રભૂ મારે કરમે કયાં પીટયાને થાપ્યો; મેં કર્યાં નથી કાંઇ પાપ જગતના બાપ, ગુન્હો શો પડીયો, તેં મૂજ આ બળાને કાજ, આવો કયાં ઘડીયો.

## ઝુલ.

હું હતી કદી વાંઘવા તો આથી સારૂ, પણ જોઈ ફોગટનો કંથ, બળે મન મારૂં. મારૂ ઘણું થાયછે ચીત, રમવાને જારી, પણ રહુછુ અટકી લાજ, કુળની ધારી; મને ઘણો કામનો તાપ, કહુછું આપ નથીરે ખમાતુ; મારૂં વીસ્ય પીડા કરે, નથીરે દબાતું. ઓ ભગવાન. ૫ હું જઉ મઈયરની

માંય, જ્ઞાતનં ત્યાંય. કહ્યાં કાવારો: મારો ભોળનાઈ મારે બોલ, ઘણા દુખદાઈ, હું મનમાં સમજી રહું. હુંકારા સહુ, બોલ બાળીના; હવે કાંઈ નથી ઉપાય , વાના ફાંસીના.

## ઝુલ.

ઓ ઇશ હવે તો સુણ, પતી કર મોટો; તુજ ઘરજોડાવર તણો. પડયો શો ટોટો; મારો પાપી હતો જે બાપ, પીટયો હત્યારો, તેણે કરયો નહી વીચાર, જરા કાંઈ સારો કેહે જે છે કાળીદાસ, ઇશની પાસ. જોડાં તું કરજે; અબળા જાતીની અરજ કાન પર ધરજે, ઓ ભગવાન પતી નાદાન નથી કાંઈ સાન જનમ કેમ કાડું હું નાના કંથની નાર, દુખ ક્યાં ગાડું. ૬

## લાવણી ૩ જી.

ભરથાર પ્રાણ આધાર, સુખ દેનાર, ગયો ક્યાં ઉડી; તુજ વીણ નાથ મારી, દશા થઇ ભુંડી, તુજવીણ મુજને પ્રાણ, ગમે નવ જાણ કરૂં શું હાએ; મુકી મુજને એકલી, ગયો તું કાંયે, પ્યારીનું દુખ તે યાર ધરયું ન લગાર, ગયો ક્યાં ચાલી. તુજ વીણ ગાલની ઉડી ગઇ સહુ લાલી.

## ઝુલ.

સહુ ઉડી ગયું મુખ તણું નુર ઓ પ્યારા; તુજવીણ નેત્રથી વહે આંસુના ધારા; ઉરમાળ ગઈ સુકાઇ, શકાં નવ કાંઇ લડથડીયાં આવે, અરે હીંડતાં આંઈ, ઓ સુખ દેયણ ભરથાર, પ્યારકેમ

છોડયો; બાલ કંઈ પ્યારી સાથ પ્યાર જઈ જોડયો; દીન રાત દુખમાં રડુ, કુવામાં પડુ, મરૂ કે બુડી, તુજ વીણ નાથ મહારી દશા થઇ ભુંડી. દુખમાં બચવાને કાજ, દીસે નવ આજ અરે કાંઇ આરો: હું અભાગણીને હાથ, અહી કોઇ તારો: પીઉ પતી મુજને કામ, આઠરે જામ: નથી રહેવાતું; આ કામાગ્નીનું કષ્ટ નથી સહેવાતું.

ઝુલ.

આવે નહી આંખની માંહે. ઊંઘ લગારે; તમ વગર સ્વામી થાય, સોચના ભારે, કાળજું ફોલીને ખાય, મદન અત્યારે; બેઠીને દુ:ખ ટાળશો, કથ કહો ક્યારે; છાંટો અમૃત રૂપી નીર, નણુંદના વીર, જુઓ મરૂ ઝુરી. તમવીણ નાથ માહરી, દશા થઇ ભુંડી. મનમાં અતીશે મુઝાઉ, દુખી બહુ થાઉ. ધરૂ કયમ ધીરે; તું છાંટ ધીરજનું અરે નાથ મુજ નીરે, સજવા નવ દે શણગાર, અરે ભરથાર, સગાં વ્હાલાંકો, કયમ ગાળુ દુખમાં દીન પ્રાણ પ્યારા જો.

ઝુલ.

નવ મેંશ આંખની માંહે, આંજવા દેરે: નવ સુતું ખાટલા પરે, એમ સહુ કહેરે; મુજ અરે કાન કોટને કરણુ ચરણુ પણ મારા; વરવા દીસે શણગાર વીણ એ પ્યારા; બાવ ળીયા જેવા હાથ. દીસેછે નાથ, વીનારે ચુડી; તુજ વીણ ના-

થ માહરી, દશા થઈ ભુંડી મુજ સહીપણીયો સરવ, ધરી ને ગરવ, ઠમકતી ચાલે, નીજ પતીશુ વાતો કરે, હરશમાં મહાલે; ચાવે નિત્ય પાન સોપારી, પ્રાણને પ્યારી, જે સુખકારી; ચર ચર છાતી બળે દીઠે તે મારી.

## ઝુલ.

નીજ વરના દોસ્તથી વાત કરે ભલી ભાતે; સહુ સઈયરને ઘેર જાય હરષથી ખાંતે; કાંઇ નવા જુનાની વાત હરષથી બોલે, સુખમાં સરવે સઈયરો અહોનીશ ડોલે; સહુ ગુંથે શીરના કેશ, જરૂર હમેશ, (પણ) મને તો મુડી; તુજવીણ નાથ માહરી દશા થઇ ભુંડી. સંતોષ ધગત હું મન, કદાપી તન, હોત મુજ પાસે; પણ તેતો નવ તેહથી, થાઉં ની રાસે; પૂત્રનાં કરીજ લગન, થઇજ મગન, મોડ મા ઘાલે લાવો મેં તે નવ લીધ અરે આ કાળે.

## ઝુલ.

વિધવા મેણું છે શીર, વળી વાંઝણું, જણતાં કયમ ઝેર ન દીધ, માત શું જણી; પ્યારી પતી રહે ઘર માંડી, ન લહાવો લીધો, આ જુલમ પાપા તેં પતી જઇ શો કીધો; નવ તેજ શરીરપર લેશ, કાળી થઇ મેશ; મટીને રૂડી; તુજ વીણ નાથ માહરી દશા થઈ ભુંડી. ઓ સુખના સુરજ મુજ, કહેની તુજ, અસ્ત કયાં પામ્યો; તુજ નીરાશ કરી

નારીને કયાં વીસરાવ્યો. તુજ પ્રાણપ્યારી સુકાય, કાય ભે-
દાય, અરે તે ફેરી; તુજ ગયે સાસુને નણંદ થયાંછે વેરી.

**ઝુલ.**

નવ ખુણો હુંથીજ પળાય, કાયા કરમાએ; જમવાને નાતની
માંહે વળી ન જવાએ, ભરજોબન મારૂ જાય અરેરે એળે,
નવ ભોગવનારો ભોગી, વાડ પડયો કેળે; જો રમુ જારતો
અરે પાપણી ખરે કહાવું કુડી; તુજ વીના નાથ મહારી દ-
શા થઇ ભુંડી. કલપાંત કર્યાથી કાંઈ વળે નવ આંહી જીવ
તું જોને, નવ ગયું ફરીયા મળે રૂવે કે શાને; ભજ ભાવ
થકી ભગવાન અરે નાદાન જીવડા આજે; થશે પુનરલગ્ન
પ્રભુ કરે હશે દુખ પાજે. **ઝુલ.**

રોવાથી જરૂરી જશે, અરેરે આંખે; માટે જગદીસનું જરૂર
નામ તુ ભાખે; શીખ બુલાખીની ધરૂ કાન કરી સન્માને
જેથી પુનરલગ્નની આશ, પુરે ભગવાને; નવ ગયો નાથ
કદી જડે બધે આથડે, જોયાથી ધુંડી, તુજવીણ નાથ મ-
હારી દશા થઈ ભુંડી.

**લાવણી ૪ થી.**

સુણ સહચર મારી આજ, દુખની દાઝ; જઈ ક્યાં બોલું: અં
તરનો પડદો અરે ક્યાંહાં જઈ ખોલું; હું વરસ પાંચની હ-

તી નોહોતી કંઈ મતી ગતી પણ કાંઈ; પાપા પીતાએ ઝાકી ખાડની માંહી; જોઈ કુલીન નાતનો વર સારૂ જોઈ ઘર મને પરણાવી; દીધ ત્યાંતો કન્યાદાન હાથ મેલાવી; વર વરશ દીનનો ઘરેણેજ શણગાર્યો, લાજે છબી જોતાં કામ એલવો સારો, હું વરસ ચઉદની થઈ, સાસરે ગઇ, પહેરી ઘરચોળું, અંતરનો પડદો અરે ક્યાં જઈ ખોલું; પાથરીયો હતો પલંગ, રમવાને રંગ પેરૂ પ્યારીને; કીધ સાફ ઉપર રૂડી ચાદર ઓછાડીને, પતી ગયા પછી હું ભાઈ, મેડીની માંહી ગઇ સુવાને; નસકોરાં બોલતાં હતાં ત્યારે મુવાને; સુનોતો પાસાભેર ઊંઘની માંહે, ઢંઢોળ્યો મેં બહુ પેર, તેહને ત્યાંહે; ને ઊંહુ કરવા જાય, પેખવા ચહાય; આવે વળી ઝોલું, અંતરનો પડદો અરે ક્યાં જઈ ખોલું. ચાંપવા માંડ્યા મેં પગ, લુખ્ખસના ઢગ; સુગ બહુ આવે, મનમાં ત્યાં મસ મુઝાઉ; કરૂ શું હાવે, દીસંતુ નદાનું બાળ, બોલતાં લાળ; પડે મુખેથી, વળી ગમાર સમ ચાલથી, બળુ દુખેથી; ઢંઢોળ્યો મેં બહુ વાર, તેહને ત્યારે; મુખ વદી કરે ઉચ્ચાર ચુંટી કરી ધારે; જા તારી માની રાંડ ઉઠની ગાંડ; શીદ ઢંઢોળુ, અંતરનો પડદો અરે ક્યાં જઇ ખોલું. મોતની નીશાની આજ, ચડી મને ઝાંઝ, કહીશ મુજ માને; શું કરવા મોકલી હતી રાંડરે આને, મેં કહ્યું સુણો સ્વામી, શીશ ના-

મી; વદુષ્ધુ તમને, સંસારની રીત થકી, બોલાવો અમને; કેમ કઠણ થયાછો તમે, કહો સમ મારા; અબળા શું કરી એ અમે, પ્રાણના પ્યારા; કયમ તરછોડોછો આમ, માહા-રા શામ; રીપુ તન છોલું; અંતરનો પડદો અરે કયાં જઇ ખોલુ. મેં સમજાવ્યો બહુ રીત, ધરીને પ્રીત; સમજીઓ ત્યારે; કરવા દે મુજને શયન પછીથી હારે; તે પણ નવ સમજે કાંઈ, કરે મસતાઈ; કુચપર મુખ દે, ઓ સઇએર એવી રીતે દહાડી તે દુખ દે; વળી ગાળ ભાંડીને આળ ઘણાંક ચઢાવે; ધરી કાળ શીરના વાળ, ખેંચી રીબાવે; પજવે એ-મ મુજને ઘણીક ન એનો ઠીક દુખમાં ડોલું, અતરનો પ-ડદો અરે કહાં જઇ ખોલું. મારો વર નાનેરો બાળ, જાય નીશાળ, મરૂ શરમાઇ; છોરૂમાં રમવા જાય, કરે ઉધમાઇ, વળી લાજ કાઢતાં પર્મ, મુજને શરમ, મનમાં આવે; આ કરમ તણો કહો મરમ, કોણ બતલાવે; પાણી ભરવાને કા-જ જાઉંછુ જ્યારે, સઇયર કેરા સાથમાં નડે છે ત્યારે, સ-ઉ દાઝ મુજપર ધરે, મશકરી કરે, ચીત ચંચોળુ; અંતર૦ હું મરીશ કમોતે જાણ, સઇયર પ્રમાણ, નહી રહેવાયે; નાનેરા વરનું દુખ કેમ શહેવાએ; આ કહુ કોણને વાત, માહરી જાત બળી ગઇ બહેની; નાનેરા વરનો ઉપાય કે તું કેહેની; હું દજાણું પાય કુલેર, હુલેર થવાને; પણ મુઠ તણી

શી પેર ભમું એ બેહાને;એ દુખે કરી સુકાઉ, ઝેરરે ખાઉ કુવો કે ખોળુ; અંતર૦ હું નકલંકીછું નારી, લાજની મારી; મન મુઠી વાળુ, વળી સાત વીતે ભવ આમ, એમ સંભાળુ. ભવ એક તણો છુટકાર કરી વીચાર, કેમ ના કરીએ; આ બળ્યાં ઝળ્યાં બાધાની માફક ફરીએ, નથી અરે ગોઠતુ બહેન ચેન નથી પડતું, આંસુથી ભરાએ નેન, રોજ દીલ ગળતું, દુખ પડયું બુલાખી ઘણું, સુખ નવ ક્ષણ, માણુસ મળ્યુ રોહોલું. અંતરનો પડદો અરે કયાં જઇ ખોલું.

## લાવણી ૫ મો.

(છેલ બટાઉ અને રાણી મોહનાની.)

છેલ બટાઉ ચાંદ ગગનમે, સુરતપાક મોતીઆલા, બીરમાયા મોહના રાણીને મોબતકા ફાંસા ડાલા. દીલીશેહેરકા તખત બટાઉ, ધન દોલત સારી માયા. બીસબરસકી ઉમર મીયાને, ઈસક બાજમે બીરમાયા; ચાર તહરેકી ચાર બખત પોશાકબની કંચન કાયા, બાંધી ઢાલ સમશેર સીપાઇ મુસાફરીકા બેસ લીયા; ગુજરાતમેં અમદાવાદ શહેર દેખકર બીરમાયા; ધુપકા લેકર દીન ગરમીસેં બેઠ જરા આરામ પાયા.

## ઝુલ.

તાલેવનકે બાગ કુવેપર ઘડા ભરા મીઠા પાની, સો દોસોસાહેલીમે ચમક રહી જેઉં ચંદાકી ચાંદની,શીર સુનેકા ઘડા આઈ જલ ભરનેકુ મોહના રાની; નજર પડા મહાખુબ મુસાફર,

પછી શાન શોબત વાની, મંડીલપર શીર પેચ તુરા ફુલ જડાવ મોતનકી માલા; બીરમાયા મોહના રાનીને મોહોબતકા ફાંસા ડાલા; છેલ બટાઉ૦ મોહના રાની ભઇ દીવાની ડોલ દેખ ઉસ પંછીકા, કીયા રાજા કીંયા અમીરે, બાદશાહજાદાહે ક્યાંકા, અજબ ખુદાને નુર બનાયા જોડા કીસી હકતાલેકા આએ કાંહાંસે, કાંહા જાનેકા મુકામ કીસમત વાલેકા, મોહનાં નીસંક હોકર બોલે સંગ હોડ સબ શહોલોકા, ધમક ચમકપર આઇ સામને, બાણ ચાડાયા નેનોકા, ચતુર સુગર આદરસે પુછે, કહાંસે આએ પરદેશી કોન તુમારા બતન ઠીકના, કીસ બરતીકે રહેવાશી, કરો ખુલાસા કરકે દીલકી, બાત કરો મીઠી ખાશી, કરો બંદગી કબુલ આજકી રેન તુમારા હોઉ દાશી. રંગ બંગલેમેં આરામ કરના નરમ બીછાના ચોપાલા, બીરમાયા મોહના રાણીને મોહોબતકા ફાંસા ડાલા, છેલબટાઉ. ધોકા કુછ ના રખના દીલમે, કવલ બચન લેવો મેરા; સચ્ચેકે શીર ખુદા વાલી, જહેકે દુનીયાના ઘેરા: ઘરબાવન પરદેશ ગએહે, ગુજર ગયે વરસો બારા; સાસ બીચારી પડી અકેલી માલ ખજાના બોતેરા; સુરત દેખર દીલ લલચાયા, હું જા મોહનાકા પ્યારા; લાખ રૂપેકી રમુજ સેજપર ચલો ઉઠો દેખો ડેરા. ઝુલ.

અંદેશા નહી રખના દીલમે ગુપત બાન જાહેર હોતી; જાલે

ખુરેપર જાન દેઉંગી, કસમા ખાકર બોરમાતી; કહે મુસા
ફર દીલકે દીલમે, જાતી ઘડી ફીર નહી આતી; લીખત ન-
હી ટલનેકા અણતું, હો જા મોહનાકા સાથી; નીમાશામકે
બખત ચલે રસ્તેસે હોડકર દુશાલા. છેલબટાઉ૦ ૩ દેખ ર-
હી સબ આલમ મોહના, બાલમકુ લેકર આઈ; મતલબકા
મનસુબા શીખાકર, ફીર સાસકુ શમજાઈ; કુફી હે મઈ જબ-
બાન સગા મેરે ભાવજકા ભાઈ; મોહનાને દેવર કે હાથમેં
પાંચ અસરફીયાં દીલવાઈ; સાસ કહે એ સાચા નાતા, પા-
ણી મીસરી મગવાઈ; માલી ઉપર કરો બીછાના, આરામ
કરને ફરમાઈ; અતર અબીલ લગાકર અંગે, ગરમ પાંનીસે
નવડાયા; ચોપાલેપર નરમ બીછાના, બેઠ ખુશીસે જુલવાયા;
કેસર બદામ પરતાં, મીઠાં ખાના કર કર ખીલવાયા; પાન ફુ
લોમે મગન હો રહયા, દીલ પંછીકા ખીલવાયા: ફીર અપ-
ના સીનગાર સજકર બની જેસી ગુલાલાં બીરમાયા મો-
હના રાણીને, મોહોબતકા ફાંસા ડાલા; છેલબટાઉ૦ ૪
દેવર સાથ બોલાકર ઘરમે; દીયા માલીકુ દરવાજા;
મોહોબતકી રૂશનાઈ લગાકર, જેઉ શોએ રાણી રાજા;
ડાલી ગલેમે હાથ ઇશકકા, બહાર બયા તનકા સાજા;
ચડી નીંદકી લેહેર ફજરમે, સવા પોહોર બજતા બાજા;
સાસ કહે છોટે બેટેકુ, કીયું ગફલતમે સોતા જા;

ઉઠ મેરી સોકનકુ મારકે, ઉપર દસ્તકુ દેતા જાન;
શોર સુના જદ ઉહા ચોંક કર, દીલકે દીલમે પસ્તાતી;
પીછલે દરવાજેસે બાગમે, ભગા દીયા દીલબર સાથી:
બુદીને જાહેર ફજેતી, કરી લોકકુ સુનવાતી;
મોહના કહે નાહક કયું બકવા, બદલામી શીર કયું દેતી:
ડાલ કહે મેરે સીર કસમ, ખાઉંગી નીભાવે હકતાલા;
બીરમાયા મોહના રાણીને. મોબતકા ફાંસા ડાલા. છેલ૦ ૫
સાસ કહે શોગાન એસે, બોત દીએ તુને બોલે;
અબ દો નાગ લડાઊ તેરે તઈ જંગલકે જેહેરી કાલે;
કુશી દીલ ચાહેસો કરના, પીલાવ જેહેરકે પીયાલે;
સચા જુઠા માલમ હોયગા, સરમ બનત તું મગવાલે;
બાદલનેસે બાગમે ગઈ જ્યાં, બેસે મુસાફર મતવાલે;
દીલકી મતબલ સબી સુનાકર, હીમતકી બાતાં બોલે;

**ઝુલ.**

લેવો ફકીરી બેસ બટાઉ, હોજાના બાલમ જોગી;
દરદવાનકુ દવા લગાવો, તોહી તો મરજાતી રહુંગી.
દીલકા મતલબ સબી સુનાકર ફીર વાંસે જલદી ભાગી;
ધાઈ ઉઠાકર સાપ સામને, દુનીયા સબ દેખણુ લાગી;
બડા શેહેરમાં પૂકાર હુવા, આલમકા મેલા બેલા:
બીરમાયા મોહના રાણીને, મોબતકા ફાંસા ડાલા;

બોલે કાલે નાગ નીકાલે, મોહનાસે સોગંન લેને;
આય ફકીરી બેશ બદલકર, બટરૂ કોઈ ના પીછાને;
અબીર લગાયા સબ લોકોંકુ, મોહના સમેત પીછાને;
મોહના સાબેતીસે બોલે, કયાસ કરો સ્યાણે સ્યાણે;
ફકીર એ ઘર ખાવન તનકુ, હાથ લગાયા દોનોને.
ઓર કીસીકા હાથ લગા નહી, દીલકી બાતાં સબ જાણે;

ઝુલે,

ચોરી કર કર એબ છુપાઇ, સબકુ સામરથ બતાઇ;
ડાલે ઉઠાકર નાગ ગલેમે, સાસ પાસ લેકર આઇ;
સહુ લોકકે જાહર મોહના, સચી સાબાસી પાઇ;
ઉશ દીન સતનકુ મોહના, બટાઉકુ લેકર આઈ;
હુવા ફજરકા બખત બખતપર, મેમાનીસે પોંચવાઇ;
ચઢી નીંદકી લેહેર બાગમે, સોયા હોડકર દોશાલા;
બીરમાયા મોહના રાણીને મોબતકા ફાંસા ડાલા; છેલ૦૭
કરને વાલા ખુદા જી દેખો, ખાવન મોહીનાકા આયા;
અપને કપડે બીછાના કહેતા, રસ્તેમે આકર કોન સોયા;
ઘરમે અમા સાહેબને, બ્યાન સારા સુનવાયા;
ધમક ચમક કર મારા પટેકા, હાથ મુસાફર ઠાર કીયા,
ખુની નેન તલવાર લહુકી, ખસમ દેખ ધોકા ખાયા;
મોહના રાણી નીકળી મેરે, બદન પંચ ઘાયલ કીયા;

## ઝુલ.

ગઈ કેવરા બનમે મુડદા, પડાજી બેડા નજરોસે;
દુખસુખીના પુટા નાહક, કયા રોના કયા લોકોસે;
મીલી જાનસે જાણ કવલ, અવલ નીભાયા મોહનાસે;
બાવા આદમ અમા હવા, જાતેથે ઈશ રસ્તેસે;
કીઊં રોતી ઓ અવરત બેઠકર, પુછે શીવશંકર ભોળા;
બીરમાયા મોહના રાણીને. મોહોબતકા ફાંસા ડાલા. છેલ. ૯
સુના પરાણા ઉસકા નીકાલા, ડીર અહનલગાઈ ઉશ દોનોકુ;
ખાક તણે તીન પુતલે બનાએ, હરી દેવે અમરત ઉનકુ;
દો અવરત એક મરદ બનાયા, બટાઉ મોહના રાણીકુ;
મોહનાસે ફાહેગ બનાઈ, શો દીલવાઈ ખાવનકુ;
દોનોસે દોનોકી શેહારી હુઈ, ગએ બટાઉ દીલ્લીકુ;
નવા જનમ આદમને દીયા, બડા અચંબા દુનીઆકુ;

## ઝુલ.

જીગર જીગર એ નોબત બાજે, ઇશકબાજીકા શેહેદાના;
એશી કરતા પ્રીત રીત મોહનાકે ઇસકસે મરજાના;
બદનામીકી બાત આઈ તો, આખર નેકી કરજાના;
ગોવીંદરાવ પીર મુરસદ હોય એ, શાયરમેં મોતીદાના;
તખ્ત કીધા શીવ નેહેર સેહેર, જુનહર ગુનીકા ઠેકાના;
મલહારી બેરૂ કહે ચંગનર, નઘન બાજતા ચોતાલા;

બારમાયા મોહના રાણુંને, મોહોબતકા ફાંસાડાલા; છે૦ ૧૦

## લાવણી ૬ ઠી.

મોહન મોરારી તુને હોડી કામલ કારી, તુને કેતની મેરી ખ્વારા, લાઈ જમનાસે જલ ૧ અગલ ગોરી ઘેના ઘડ ગો કુલકા રેહેના; બઈયાં પકડુ તેરી મલમલ. ૨ કમર પતલી લંબે બાલ, ચલે ગજ હસ્તીકી ચાલ, તુને જોબન રખે પા લ, કેસી બની સીકલ. ૩ કેસા કને જાઉ, બાવા નંદકુ બો લાઉ; તુજે પકડ મંગાઉ, ભુલ જાય અકલ. ૪ તુંતો હોડે સુંદર કાલી, તુંતો સદ મતવાલી, કયું દેતી હમકુ ગાલી કયું હોતીહે હાલ. ૫ તુજે ના છેડુ. તેરા રંગરસ લુટુ; તેરી અંગીઆ તોડુ તો ગઈ નથની નીકલ. ૬ મોહન મોરારી, તુને હોડી કામલ કારી; તુને કેતની મેરી ખ્વારી, લાઈ જમનાસે જલ. અગલ ગોરી ઘેના, ઘડ ગોકુલકા રેહેના બઈયાં પકડુ તેરી મલમલ. મુસે કીનો બલજોરી, મેરી ચુડીયાં સારી ફોરી; મુસેકીને બલજોરી, હુઈ કમરસે હલ. ૭ દાદુરાવ સુંકર બોલે, ચલી સંગકી સાહેલી; મેતો રહીરે એકલી, મુજે જાનેદે ચલ અ. ૮ સાસ દેવે ગારી મેરી નણુંદ કરે ખવારી, ઘર સઈયા નેન મારી દેવરા ચંચલ. અ૧૯ સુન બે ગીરવરધારી, મેંતો હારી તુસે સારી, તુંને કેતની મેરી ખવારી, લાઈ જમનાસે જલ; અગલ ગોરી ઘેના ઘ

૬ ગોકુલકા રેહેના, અઇયાં પકડુ તેરી મલમલ. ૬૧

## લાવણી ૭ મી.—(લંગડી ચાલ.)

તુમકુ સોવે શીનગાર બદનપર, હમકુ ભસ્મ ગોલા ચઇએ,
એસી રંજમેં બરોબર દોનુકા જોડા ચઇએ,
તુમકુ ચઇએ ફુલ ગુલાબી, હમકુ તો ચંપા ચઇએ;
જાનીકે બાસ્તે તેલ અતર રખના ચઇએ;
પાન સોપારી લવીંગ એલચી, મુખ પાનુકા બીડા ચઇએ;
એસી રંજમેં બરોબર દોનુકા જોડા ચઇએ.
બાર બરસ મેરા પીયાકી ઉમર, તેરા બરસ માશુક ચઇએ
જોડી મીલાદે, મીલાદે પરભુકી કીરપા ચઇએ.
તુમકુ ચઇએ લીપટકે સોના, મુજે મજા લુંટા ચઇએ;
જાનીકે બાસતે બગીચુંમે જાના ચઇએ.
બીન દેખે નહી ચેન રેનક, જીગર કેસા કરના ચઇએ;
એસી રજમેં બરોબર દોનુકા જોડા ચઇએ.
ઓર તુમકુ ચઇએ માલ ખજાના, મેહકકા બંગલા ચઇએ;
ચલ ઉસપર પ્યારી સેજપર, સેજ અતર રખના ચઇએ;
તુમકુ સોવે ખસખસકા બંગલા ખાખીકુ બીસ્તર ચઇએ;
અમકુ પ્યારી આશરા તેરાબી રખના ચઇએ;
તેરે દાલમેં જીગર લગીસો, ફીકર મુજે રખના ચઇએ;
એસી રંજમે બરોબર દોનુકા જોડા ચઇએ.

તુકનગીર ઉસ્તાદ હમારે, હરસે હેત રખના ચઈએ
ગુરૂ મહારાજગીર કહે કલગી વાલા તુમકુ જવાબ દેના ચઇએ
કેસવગીરકા ખ્યાલ સભામાં, બાદીસે બદના ચઇએ;
એસી રંજમે બરોબર દેનુકા જોડા ચઈએ.

## લાવણી ૮ મી.

નેનનસે તલવાર ઝરી, તેરે પલકનસે ચમક જડી;
તન છાતી કેરી ઢાલ બાંધ ગોરી આશકતે લઢનેકુ ચલી;
સાત પાંચ હથીઆર બાંધ ગોરી, લઢનેકા સામાન કીયા.
બીન દારૂ બીન ગોળી જામગીરી, આશકકુ ઘાયલ કીયા. ને૦ ૧
દશે આંગળીએ મેદી લગાઈ, ગોરી પીછલી રાત જબ રહીઆધી
ચંદ્ર બદનકા હુસન દેખકર, ખરરર બીજલી તુટપડી ને૦ ૨
દોનું ઉરજપર ખુશરંગ બંગલા, પ્રીતમને રસ લુટ લીયા;
ગોરે ગાલપર તીલહે કાળા, આશકકુ હેરાન કીયા. ને૦ ૩
પર ઘર લીંબુ પકેસો પ્યારે, ઇશમેં તેરા કયા બાંટા;
રસવાળા રસ ચાખ ગયા, મુરખ મુરખ ગલીયું શીરતા. ને૦ ૪

## લાવણી ૯ મી.—( મેંદીની )

મેરી કોન સોકન મેરે પીયાકે નેનુમે લડ ગઈ.
મે મર ગઈ ગોરે હાથુપર મેંદી ચર ગઈ,
મેંતો ઈશકકી મારી ગઇ, પ્રીતમ ઘર ચલકર એ બરકે
સોલસો અબરંગ કરકર પ્રીતમ પ્યારેકું દેખુંગી;

નેના ભરકે હજી ક્ષે ચલા, ઓ દસ્ત પકડકર સારી રેનાં,
ફિને મુજે ભોગી મેરો મન ભરકર અજી સો રહી;
ગલેસે લપટકર, ઈશક મીશક કે કારણે, સખી સોહીત એ દામ
ગોરે હાથુપર મેદી ચર ગઈ. સખી બુરા હુવાહે કામ:
અજી મુજે જનમકી તોહમત ચઢ ગઇ, મે મર ગઈ;
ગોરે હાથુપર મેંદી ચર ગઇ. ૧ કયા ખુબ મેંદી;
રચી કયાંહાં છુપાના, રંગ કરમાના. ઘર સાસ નણંદ;
મા બેહેન પુછે તો જવાબ કયા દેના, દોને નામે તે કયા;
કયા કરૂ રે બહાના, કયા મુખ લે પ્રીતમ ઘરજાના:
કુચ ખાના, જીનસે બેહેતર હે મરના, જાની જીગરકે વાસતે
મે જતીથી નીમાશામ, પ્રીતમ પ્યારા પુછતા.
તો સખી કીનકા લેતી નામ, મુજે ઇશકકી ધુની ચર ગઈ
મે મરગઇ, ગોરે હાથુપર મેદી ચર ગઇ ૨ કોઇ. ચતર સુગર
રંગરેજબોલાવો સાહેલી દેઉ બાલી, હાથોકી ઉતારે લાલી મને
રંગમાં ધરત મસ્ત બોઇ રીટગઇ કાલી; દેઉ ગાલી એક એસી
ભઇજંજાલી, એનો બુરા હુવાએ કામ, રહી બેકામ, કીન ઘર
ઘાલી; ઓ વાલી મેરે પર મુશીબત ડાલા માલી ચલા બાગમે સ
ખી મેંદી કરે પુકાર, ખીલી કલી ચુન લેવો. તુમ કરો હમારાબ
હાર મેદી ચુનતે ચુનતેમે ચઢ ગઇ મે મરગઇ, ગોરે હાથોપર
મેંદી ચર ગઈ. ૩ ગુરૂ સાહેલી એઉં કહે સુંદર લે સુનકર આ

ગુણુકર; તેરા ડાગ મીટેગા યું કર, રખ ઈમાનકી સાબુતી, ઓ મન ધરકર, સાહેબ બંદગી કર કર, કુછ દુનીયાંસે બાદરકર, ૫ રઈ આપણી મુરાદ ઓ જીગર મીટગઈ ફીકર સાહેલીકુ દુવા કરા (જુલ્લ) અલ્લા બખસજી યું કહે પ્યારી મતકર માન ગુમાન બી રખલ ગાશી યું કહે, જુવાની દો દીનકી મેજબાન મેતો મહોબત મે મસ્તા હોગઈ, મેં મરગઇ. ગોરે હાથુપર મેંદી ચરગઈ ૪

## લાવણી ૧૦ મી.

### (લેલા મજનુની)

દીલ પાક મોબત યારો તુમ રખના, ઇશ લઇલા ખાતર મ જનુરે દીવાના, એ બાળ પણેમે લઇલા મજનુકુ, એ મા બા પુને બેઠાય પઢનેકુ. એ કાજી મૂલ્લા પઢાવતે ઉનકુ. એ લ- ઇલા મજનુ દેખત આપશકુ. તુમ લેના ફકીરી હાલ ક્યા કરના, ઈસ લઈલા ખાતર મજનુરે દીવાના. ૧

એ બાળપણેમે લઇલા મજનુકી, એ ગાંડા પડ ગઈ અગલેરે જનમકી, એ બેટી બેગમ લાલા વજીરકી, એ દેખત સુ- ધબુધ ઉડ ગઇ મજનુકી, તુમ લેના હાથમેં તુંબા માગ ખાના. ઈશ લઇલા ખાતર મજનુરે દીવાના.

એ હાય હાય કરતી લઈલારે પુકારે, મેરે મજનુ દીવાને હો બેઠે ક્યારે; ફિને જા જંગલમે બશા દીએ ડેરે; ઓ સબ નીકાસે હો બેઠે ન્યારે; મેં લીખ લીખ ભેજુ પરવાના;

